ૐ શ્રી તતસત પરમાત્મને નમઃ

સ્વર્ગસ્થ શ્રીમંત કેપટન હીઝ હાઇનેઝ
મહારાણા સર રણજીતસિંહજી સાહેબ
બહાદુર કે. સી. આઇ. ઇ. વાલીયે
રીયાસત બરવાનીના આશ્રીત

## શ્રી ભારત નાટક કંપની ખેલ

# શીખ સમ્રાટ

ઉર્ફે

# રણજીતસિંહ.



નાટકના ગાયનો અને સંક્ષીપ્ત સાર



કીંમત ૩ આના.

ॐ તતસત્ પરમાત્મને નમઃ

સ્વર્ગસ્થ શ્રીમન્ત કેપ્ટન હીઝ હાઇનેસ મહારાણા સર
રણજીતસિંહજી સાહેબ બહાદુર કે. સી. આઇ. ઇ.
વાલીએ રીયાસત બરવાનીના આશ્રીત

## શ્રી ભારત નાટક કંપની.

# રણજીતસિંહ.

નાટકનો સંક્ષીપ્ત સાર અને ગાયનો

શ્રી ભારત નાટક કંપની માટે છપાવી પ્રસીદ્ધ કરનાર

—: શ્રી ભારત નાટક કંપની. :—

ઠે૦ સુર્યપ્રકાશ થીયેટર—સુરત.

:(૦):

(આવૃત્તિ બીજી.) સને ૧૯૩૧.

**કીંમત ૩ આના.**

# રણજીતસિંહ નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

રણજીતસિંહ—પંજાબનો નર કેશરી (શીખ સમ્રાટ)
ખરગસિંહ—પંજાબનો યુવરાજ
હરીસિંહ—અખંડ બ્રહ્મચારી પ્રચંડ શીખ યોધ્ધો
લાલસિંહ—પંજાબનો દેશદ્રોહી સેનાપતી
મુઝફરખાંન—મુલતાનનો સ્વતંત્ર સુબો
આઝીમખાંન—કાશમીરનો લપટ સુબો
જબ્બરખાં—તેનો નીચ સલાહકાર અને સેનાપતી
રંગીલકાકા—એક ભોળો વણિક સદગ્રહસ્થ કાશમીર
વીલાસી—વ્યભિચારી વઇદ
વંઠેલ—નામ પ્રમાણે ગુણ ધરાવનાર વઇદનો શિષ્ય
દેવલો—વઇદનો નોકર

## સ્ત્રી પાત્રો.

પદ્મા—પંજાબના મહારાણી (રાજેશ્વરી)
જીન્દન—રણજીતસિંહની ઉપ પત્ની
ખન્ના—લાલસિંહની ભાણેજ (દેશભક્ત વિરાંગના)
નઝરનીસા—આઝીમખાનની બેગમ
રૂપાળી—રંગીલની સ્ત્રી
દેવલી—રંગીલની નોકરાણી
ચોપદાર સીપાઈ દાસીઓ વગેરે

## અંક ૧ લો.
## મંગળાચરણ.

અં. ૧ લો પ્ર ૧ લો મુલતાનનો કીલ્લો કેદ થયેલ હરીસીંહ નળવાને મુલતાન પતી મુઝફ્ફરખા તથા તેના સેનાપતી જબ્બરખાંયે સમજાવવો હરીસીંહની અડગતા અને જાતી પ્રેમ મુલતાનપતી નળ ાને સમજાવતાં રણજીતે આવી બચાવ કરવો સુખાનું મૃત્યું જબ્બરખાંનું પલાયન મુલતાન પતન શીખ વીજય. ટેબ્લો

**પ્ર. ૨ જો કોમીક રસ્તો**

બુઢા રંગીલા કાકાનું નવી જુવાન સ્ત્રી સાથે આવવું વઈદ અને વંઠેલનું રંગીલા કાકાને મળવું. રૂપાળીનું સ્ત્રી ચરીત્ર વઈદનો વંઠેલનો મોહ વંઠેલની વંઠેલતાની શરૂઆત.

પ્ર. ૩ જો રણજીતની કચેરી રણજીતે ખુશી થઈ હરીપુરની જાગીર હરીસીંહ નળવાને આપવી લાલસીંહની લુચ્ચાઈ સમ્રાટનો ક્રોધ અને લાલસીંહનું અપમાન લાલસીંહે બદલો લેવાની મનમાં પ્રતીજ્ઞા કરવી બાદ રણજીતે ખરક કુમારને કાશમીરપર સ્વારી કરવાની આજ્ઞા આપવી ટેબ્લો

પ્ર. ૪થો ખન્નાં કુમારીનો આવાસ સખીયો સાથે ખન્નાની હાસ્ય વીનોદ બાગમાં લાલસીંહ તથા કુમારનું આવવું બન્નેમાં બોલ ચાલ લાલસીંહ કુમાર પર ફેર કરવા જવું ખન્ના દવારા બચાવ ખન્ના ખરકનો પ્રેમ.

પ્ર. ૫મો જીન્દનનો મહેલ અંતહપુર જીન્દન તથા લાલસીંહની નીચ મતલબ લાલસીંહે રણજીતનું ખુન કરવા જીન્દનને સમજાવી જવું બાદ રણજીતનું આવવું અને નીદ્રાધીન થવું જીન્દને તેને ખંજર મારવા જતાં ખન્નાથી બચાવ જીન્દને વાત બદલી રણજીતને જાગૃત કરી પન્નાં રાણીપર કલંક ચડાવવું રણજીતનું ગુસ્સે થઈ પન્નાને મારવા જતાં હરીસીંહથી બચાવ. પન્નાને દેશપારની શીક્ષા. ટેબ્લો.

પ્ર. ૬ઠો-કોમીક રૂપાળી પાસે વંઠેલ તથા વઇદનું આવવું રંગીલ કાકા અચાનક આવતાં રૂપાળીનુ ચરીત્ર અને વંઠેલની વઠેલતા રંગીલ કાકાનું ભોળપણુ.

પ્ર. ૭મો-હરીપુરનો બગીચો લાલસીંહ તથા કાશમીરના સુબાનું સેનાપતી જબરખાન સહીત આવી છુપાવું યોગેશ્વરીનું ખરક તથા હરીસીંહને ચેતાવવું યુદ્ધ સુબા તથા જબ્બરખાનનું પલાયન થવું લાલસીહે મહેલને આગ લગાડવા જતા યોગેશ્વરીથી બચાવ.

## ડ્રોપ ટેબ્લો.

## અંક ૨ જો.

### પ્ર. ૧લો લાહોર પાસેનું જંગલ

યોગેશ્વરીના થયેલા યુદ્ધ વિષયક વિચાર. લાલસીંહનું આવવું પ્રયત્ન નિષ્ફળ થવાથી શોક કરવો. જીન્દનનું અમૃતસરથી પાછાં ફરતાં લાલસીંહથી મુલાકાત અરસપરસની વાતચીત બાદ કાશ્મીરપતી પર યુદ્ધનું કહેણુ લઇ જતા હરીસીંહનું આવવું. લાલસીહ તથા જીન્દનને તેને પોતાના પક્ષમાં મેળવવા પ્રયત્ન કરવો. હરીસીંહની અડગતા. આખરે વાતને પલટાવી હરીસીંહને વિદાય કરવો. અને ફરીવાર તેને સપડાવવાનો વિચાર કરી. બન્નેનું જવું. યોગેશ્વરીનો તેમના દેશદ્રોહી કૃત્ય માટે અફસોસ.

### પ્ર. ૨જો હરીપુરનો બગીચો

ખન્ના અને ખરકનો પ્રેમ પ્રસંગ. ખરકનું જવું. બાદ લાલ સીંહનું જબ્બરખાન તથા સીપાઇઓ સાથે ખન્નાનું હરણુ કરવા આવવું ખન્ના તથા લાલસીંહનો સવાદ. ખન્નાની વીરતા લાલસીંહની નીચતા. સીપાહીઓ અને ખન્નાનું યુધ્ધ, વીરાંગનાનું વીરત્વ આખરે જબ્બરખાન દવારા લાલસીહે ખન્નાનું હરણુ કરવું.

## ટેબ્લો.

પ્ર ૩જો વહદ વીલાગી તથા વઠેલનું રૂપાળીને ત્યાં ન જવા પ્રતીજ્ઞા કરવી.

પ્ર. ૪થો રાજમહેલ—યોગેશ્વરીએ આવી પન્નાના હરણની ખબર આપવી. રણજીતે ઉશ્કેરાઇ કાસ્મીરપતન માટે ખરકકુમારને ફરમાવવું

પ્ર. ૫મો આઝીમખાનનો દરબાર—આઝીમખાંયે હરીસીંહને કયદ કરવો. બાદ જન્નાનું આવવું. બળાત્કારની તૈયારી બેગમનું વચ્ચે પડવું. આખરે સુબાના હાથે બેગમનું ખુન.

પ્ર. ૬ઠો—વઠેલ તથા રૂપાળીનો પ્રેમ. બાદ દેવલીયે દેવલાને રૂપાળી તથા વઠેલની તમામ હકીકત ભોગાભાવે જાહેર કરવી રંગીકાકાનું સાંભળવું.

પ્ર. ૭મો—આઝમખાંનનો નદી કીનારે મહેલ. લાલસીંહ અને આઝમખાનની મસલત અને એક બીજાની પ્રપંચ જાળ બીછાવે છે લાલસીંહે હરીસીંહને ઠાર કરવાની સલાહ આપી જવું. બાદ ખન્નાને બોલાવી આઝમખાને તેના પ્રેમની માંગણી કરવી. ખન્નાનો ઇન્કાર આઝમખાને તેના હરીસીંહને બોલાવી ખન્ના પેતાને પરણાવવા કહેવું હરીસીંહનો ઇન્કાર. આઝીમખાને હરીસીંહને ઠાર કરવા જવું ત્યાં ખરકકુમાર વેન્ચુરા વીગેરેનું આવવું જબ્બરખાં કયદ અને સુબાનું પલાયન થવું.

# અંક ત્રીજો.

પ્ર. ૧લો—યોગેશ્વરીના પોતાના દેશની હાલત વિશેના વિચાર ત્યાં લાલસીંહનું જબ્બરખાંનને કયદ કરીને લાવવું, લાલસિંહે ખરકકુમાર પાસે ક્ષમા માગવા સમઝાવવુ જબ્બરખાનનું કુમાર પાસે ક્ષમા માંગવી

કુમારે વેન્તુરાને લખી આપી છે કે મે મારાં જોખમે જબ્બરખાને છુટો કર્યો છે જબ્બરખાન બંધન મુકત થાય છે.

પ્ર. ૨જો–લાલસીંહે રણજીતસીંહ પાસે જબ્બરખાનને કુમારે છોડી દીધા બાબત ફરી યાદ કરવી. રણજીતનો ક્રોધ અને ખરકને કેદની શીક્ષા.

પ્ર. ૩જો કોમીક રંગીલ કાકાનું ઘર–વંઠેલ સ્ત્રી વેશમાં આવવું બાદ વીલાસી વઇદનું પણ આવવું. બંને ગુરૂ ચેલાની ચાલઝડપ બાદ રંગીલકાકાનું આવવું થતાં બંને ગુરૂ ચેલાનું સાડી પેહરી સાસુ વહુ બની જવું ભોળા રંગીલકાકાનું ભોળપણ રૂપાળીનું સ્ત્રીચરીત્ર.

પ્ર. ૪થો જેલ–ખરકકુમાર પર જીન્દન તથા લાલસીંહનો જુલમ યોગેશ્વરીયે તે દ્રશ્ય બતાવતાં રણજીતનો ક્રોધ લાલસીંહ તથા જીન્દન કેદ

પ્ર. ૫મો–દેવલા દેવલીનો હાસ્યરસ.

પ્ર. ૬ઠો–કાસ્મીરનો કીલ્લો.

રણજીતસીંહ ખરકકુમારે આવી કીલ્લો સર કરવો જબ્બરખાન તથા સુબો કેદ.

પ્ર. ૭મો કાશ્મીર પતન–રંગીલકાકા પોતે રૂપાળી બની વઇદ તથા વંઠેલની પરીક્ષા કરવી આખરે (રૂપાળી વંઠેલ અને વઇદને આંખ નાક કાન વીનાનો કરી કર્મોનો બદલો આપવો.

પ્ર. ૮મો રણજીતનો દરબાર–લાલસીંહ, જીન્દન, સુબા, તથા જબ્બરખાનનો રણજીતે ન્યાય કરવો સર્વને શીક્ષા ફરમાવવી ત્યાં યોગેશ્વરીયે પન્ના રૂપમાં પ્રગટ થઇ સર્વને માફી આપવી.

શાન્તિ શાન્તિ શાન્તિ

બાળાઓ— શંભુસુત ગજાનન
પ્રથમ નમુ દેવમણી
સત્ય ચરણુ વિઘ્નહરણુ સ્મરતાં સુખ ઉપજે મન
સીધ્ધીવંત એકદંત ભાલચંદ્ર ગજવક્ર
વિપુલ ત્રીશુલા પાણીધરણુ વિધ્યાધન મોક્ષમાર્ગ
મંડન ખંડન પાપ તાપ ત્રીવિધ દુરહેવા—શંભુ

જાનડીયો— ૬
ગીન ગજરોરે છોટી લાડીરો મજરો ગુથીલાવરે માલણ
તારંગીન ગજરો
શેરીયેને શેરીયે પનો સંચરયા મોહનજી
સમૈયાં આવે છે મારા સાથ મારા રાજ 'ગુથીલાવ

રંગીલ- રૂપાળી-હેવલી-વીલાસી—૩
કીધો આ ભરી આજ મને વહાલા વઈદરાજ
ફી લેવાને રાજ ઘેર આવજો
ભલે આવિશું ઘેર હશે આપનીજો મ્હેર કરશું
રોજ લીલાલહેર ઘેર આવજો.
મડાથી મીઢળ બાંધ્યું મેં નામનું પુરણ તમે પીયું પ્યારા
આપું જોબન આ અમુલ્ય દામનું લુટો લાલનજી મારા
રૂપાળીઆ થયાં સાજાં અમારાં ડંકા બજાવો સારાં
વાગે ડંકાપર ડંકા ફાવ્યા છે વઈદબંકા ભારે જીતી લંકા
પાછા ઘેર આવજો કીધો આભારી આજ

વારાંગનાઓ— સાખી ૪
બનસંવરનેકા મુઝે કલતકન અસલા ધ્યાનથા
શૌખથા દીલમે નહસરનથી ન કુછ અરમાનથા

આમદ આમદકી જવાનીથી નયે સામાનથા
અળતો ડેરેહયે ખડેપહેલે જહાં મ્યદાનથા
સખી સાવન આયોરે સેજરીયાં ખાલી હયે પડી
સૈંયાં નહી આયોરે
સાસમોરે બસમે સુસરમોરે બસમે
બાલા જોબનરે દેતો નહી મોરે બસમે

**અજ્ઞાકુમારી— ૫**

ખીલી વસંતરે ચમકાવે ચીત ચમકથી ચમકાર વેલીવળી
ખીલ્યું જોબનીયું મારૂં જોબન ઝુલેરે વાયુવહેરે
વિરહી જ્ઞબકેરે ચમકાવે
વસુધાની વાડી ખીલી શીતળીયાળી કુસુમખીલેરે કળીયે
કળીયેરે ચમકાવે ચીતચમકથી ચમકાર વેલી વળી ખીલી

**અજ્ઞાકુમારી અને સખીયો— ૬**

વ્હાલમની સંગે વિંટાશે તું વેલડી
પંખી પંખીણીની બનશે સુબેલડી
સમજાશે ભેદી સોઆતના સાહેલડી બાળા અલબેલડી
કાંન્ચનની ઘેલડી વિંટાશે સાહેલડી
બ્રહ્મચર્ય ભાવનામાં ભમતી કૈવાર્થે કુંજે રમતી
શું જાણું સઉ સારતણા ભેદા સાહેલડી બાળા અલબેલડી
કાનચનની ઢેલડી વિંટાશે સાહેલડી "વ લમની સંગે"

**અન્ના તથા અરક— ૭**

બાંધ્યા મને પ્યારી પ્રેમના પાશમાં સુભગ સુખદ
પુજુંપાય સોંપી કાય બાંધી (સુખ થાય
માલણું હું ફુલવાળી મોહન છો ફુલમાળી

કરમાઈ અલી વિણ અકળાય ને સુકાયને કરમાય–બાંધી
જાદુની જાળ ઢાળી લીધો તેં પંખી પાળી
મુરલીથી ભુલ્યો બધુ ભાન ચુક્યો સાન લાગી તાન–બાંધી

જીન્દન— ૮

આવો આવો રસભોગી રસીકા તલસી રહી–આવો.
સરોવર પ્રેમ ગોતી ચરૂહંસણી હું મોતી
ઝુકી ઝુકીને જોતી કયાં છે મમ પ્રેમ મોતી
વારી અલગ કરી લઉં છું હુ મોતી હરી–આવો
બની હું કુમુદા કુમુદી ત્યાગુ છું ક્ષાર સીન્ધુ
યાચુ છું રસનું બીન્દુ યાચુ છુ ઉગતો ઇન્દુ
આવો આવો તલસાવો નહીં હું તલસી રહી–આવો

ગમારીયા— ૯

મીઠી લહેરો (૨) જોબન સરરર છલકાય મારૂં મનડું
બહું હરખાય

અમૃતરસ છલકાય :અધરથી અમૃતરસ–છલકાય
મારૂં જોબન ઝોલાં ખાય..................મીઠી
પરી રંભણુને ચહાય કે તનમાં તાલાવેલી થાય
લુંટો લુંટો જોબન જાય..................મીઠી

રૂપાળી–રંગીલા— ૧૦

ચાલો પાતળીયાજી પ્રેમથી પધારો બળતી ઠારો
વેર્યાં કુલકલી સેજ મહીં પધારી બળતી ઠારો બળતી ઠારો–ચાલો

વાહ સલુણી સ્નેહ તમારો રાખ્યો તેવો રાખજો
ડાહ્યા ડમરી બકરી દેશો ના ના ના—(૧)
કુવે કે હવાડે પડું ભડડુડુ ભુટ પાછથ વાગશે
પપુડ બોલે પું પું પું.
હુકમ ફરમાવો કદરદાન—(૧)
કહું છું કે બેસીજા પગવગર ઉભીથા ભુલી ગઇ થપ્પડખ
રેવારે તારો પ્યાર (૧) ચાલો પાતળીયા૭

યોગેશ્વરી— ૧૧

પાપીના પોબાર કેવળ ચાર દીન દેખાય છે
અંતમાંતો ધર્મનો જય પાપનો ક્ષય થાય છે
રંકને રાજા બનાવે રાજવી ભુખે મરે
લેખ વિધીના પ્રબળ જગમાં સર્વદા કહેવાય છે
સંકટો આવે શીરે તેથી જરા ડરવું નહી
શાસ્ત્ર કહે છે સત્યને તો શ્રી હરીની સહાય છે.

# અંક બીજો.

યોગેશ્વરી— ૧૨

સત્ય સીન્ધું શામસ્વાંમી સ્હાય થાંવો શામળા
ભવ્ય છે વિપતી જાળ ટાળ કષ્ટ શામળા સત્ય સીન્ધુ
તારી થાય જો કૃપા થાય સુખજ સર્વદા
કર્ણધાર કાનુડા તાર તરણી તુ તદા સત્ય–સીન્ધું.

યોગેશ્વરી— ૧૩

પ્રાણ અર્થી શીર સમર્થી દેશની સેવા કરો,
દેશના ઉદ્ધાર અર્થે કાળથી પણ ના ડરો.

ગગન ગર્જે ગર્જનાથી, જયમાત ભારત ભારતી,
ચમકે વિદ્યુતથી અસીને વસ્ત્ર કેશરીયાં ધરો,
તીરબરછી તોપ ભાલા રૂપે પીચકારી થકી
હોલી રમીને રંગ રૂધીરે અમર કીરતીને વરો
ભારતીના બાળ સૌ સ્વાધીનતાને સાચવો
આર્યના ગૌરવ થકી ઇતીહાસના પાના ભરો.

ભજના તથા સાખીયો ૧૪

રજેશરીરશસ્ત્ર શીરના મણી દેશને ઉધ્ધારવા સંહારવાઅરી
ગાજે દુદંભીનાદ ગગને વળી સ્હાયથા સ્વદેશીયોને
શંભુ શ્રીહરી
દેશધન અમારૂં જાશે દાનવો હરી.
દિવ્યદેહ ધારી અક્ષય સુખકારી પુનીત પદ કરી.

સાખી

મદમર્દન કરો અરીતણું મંગળ કરી મહંત
વિજયા તમ રક્ષા કરો સ્હાય થશે ભગવાન
વિશમ દુખ ટાળીને પધારજો ફરી વિજય કીર્તી
માળ મોતી કંઠમાં ધરી
ગાજે દુદંભીનાદ ગગને વલી સ્હાયથા સ્વદેશીયોને
શંભુ શ્રી હરી.
દેશધન અમારૂં જાશે દાનવે હરી દિવ્યદેહ ધારી
અક્ષય સુખકારી
પુનીત પદ કરી સજશરીર

**ખરક-ખન્ન—** ૧૫

સ્વામી શુભયશ પામો જામો જય ધ્વજ વસુધામાં
ભીશણુ રણુમાં કર અસીધારી આશીશ પ્યારીઅરી વીહારી
ઇશ્વર થાશે સ્હાયકારી ધર્મ ધુરંધર ધરણી ધારી
આપો શુકનસારા દેવી તુ દેવીદારા પુણ્ પ્રીતમ પ્યારા
પાય તમારા સ્વામી

**વીલાસી વંઠેલ—** ૧૬

પણ લીધું પરનારી તજવાનું મેંમનથી
હું પણ ઉધરેલો સુધરયો કહું સોગનથી
વિસરીદે ગઇ ગુજરીવાતો કેહાર કંકણ પહેરયું
હુંપણ ડાહયો ડમરો થઇ બગધ્યાન હતું તે એરયું
પણ લીધું

લીધી ટેક તો લઇ જાણજે ચીનડુ રાખી ચપસી
હુંતો રણીશ ચપસી તપસી તમે જવાના લપસી
પણ લીધું

**ખરક—** ૧૭

જાઉં અરી ઉર રણવા રણુમાં ગણુંના ભયને
હણું હું ક્ષણુમાં જાઉ
સમર્થ છું પીતુ પ્રચંડ રણે જાઉ ધાઉ આજ ક્ષણે
અસી ધરીને આ જાઉં (જાઉં છું

**કંચની—** ૧૮

મહેફીલમેં ઝુમતાજો જામે શરાબ આયા

સુઝી વો મસ્તીઆંકે શબ્બી નખ્વાબ આયા
ઓરોકો દેખતેથે પરદા ઉઠા ઉઠા કર
હમપર નઝર જો આઇ મુખ્રૂ ન કાબ આયા
છુપકે કરી બસે આયે તો મુસે નીકલા
કાંટોંસે છુપકે છુપકે મેરા ગુલાબ આયા મહેફીલ

રૂપાળી— ૧૯

વદન આ શરદ ઇન્દુ શમભાળી જોગીદે ભગવો
લેખ ઉતારી.

રસીલી નયનો નખરાળી ભરેલી ભુરકીથી ભારી વદન
કુચકટી અંગ જોઇ બનેહંગ મદન પણ પુઠળ ફેરા ખાય
જોબનીયું લુંટવાને લલચાય........વદન

રૂપાળી-વંઠેલ ૨૦

પનઘટપર પ્યારા આવજો
તાપીનો ત્રટ શોભાવજો
તમે બેડલું મુર્જન ચડાવજો મારી પાસે મુખ લાવજો
પછી ધીરે રહીને રાજ મને વ્હાલી કહી બોલાવજો
તારી કીકીઓ કામણુગારીરે ભોળી ભરમાણી
હું રાજા અને હું રાણીરે ભોળી ભરમાણી

શેર

નેકલેસ ને બ્રેસલેટ વળી રીંગો લાવો રાજ
પણ આછા વાયલ વિણુપીચુ નહી સરશે કોઇ કાજરે
ભોળી ભરમાણી ( પનઘટપર. )

દેવલો-દેવલી.          ૨૧

દેવલા દેવલીને મળજે પાછો વહેલેરો વળજે
આવું રમવાની ગરજે શું રમશું નકકી કરજે
રમશું રમત ગમત બહુ સારી વર વહુ વરવાવાળી
વર બનીને થઇશું વહાલા
હું વહુના આવો વહાલા કહીને ચુંબન તું કરજે
પાછો વહેલેરો વળજે દેવલા

આઝીમખાન—          ૨૯

રોઝે ફુરકતકે સીવા કુછ તુમ્હે મનઝુરભી હયે
કભી ગાલીભી હયે ઝીડકીભી હયે ચલ દુરભી હયે
બદ ગુમાની ન કરો આજ રહો ઘરમેરે
શબ અંધેરીભી હયે બાદ લભી હયે ઘર દુરભી હયે
નબ્જ દેખી તેરે બીમારકી તો બોલાતબીબ
તપભી હયે દર્દભી હયે સીનેમેં નાસુરભી હયે
ઇદકા દીન હયે આ ગલે લગજા જાની
રસ્મે દુનીયાંભી હયે મૌકાભી હયે
દસ્તુરભી હયે.

ડોપ.

---

# અંક ત્રીજો.

યોગેશ્વરી— ૨૩

ભારત ભુમીને ઉદ્ધારજોરે જગસ્વામી
રે બહુનામી ડુબતાને તારજો જગનાથ
આફત છે દીનપર ભારી જાયે સ્વાધીનતા પ્યારી
દુખની રજની અંધીયારી વારે આવો ગીરધારી
ડુબતાને તારજો
દાવા નળ દેશનો ઝટ ઠારજોરે જગસ્વામી જગનાથ

રૂપાળી-રંગીલા— ૨૪

જોઇ મુરત તમારી આ મોહક મધુરી મારા અંતરમાં
કાંઇ કાંઇ થાય છે મને સાડી અપાવોને સારી
જોઇએ જડ નાકે રૂપાળી કહે તો સાડી અપાઉં
નાકે હીરો જડાઉ સારો સોનીડો તેડાવું
ઘડે ટપ ટપ ટપ જો
અપટુડેટ ફેશનમાં ફરશું હાથ ગળામાં ઘાલી
રમાણી ન માણી છો રૂપાળી ગોહર કલકતાવાળી
જોઇ સુરત

દેવલો-દેવલી— ૨૫

વેઢ વિંટી વીછુંવાને વાળી મારા વાલમાં
ઝીણા ઝીણા વળી ઝુમણાં ઘડાવો
નવસેરો એક મોતી કેરો હાર મારા વ્હાલમાં
નવિન રસીક નથની ઘડાવો

રૂમ ઝુમ પગપાન કરાવો કરના કંકણુ સોને મઢાવો
ઉત્તમ ઉંચું અમ્મર લાવો ઝીણુભરી કાંગડી શીરઢાવો
લઈ આવો (૧) રસીકરાજ મનભાવો વેણ વિંટી

૨૬

વહેલ વીલાસી-વૈદ રંગીલ-દેવલી-દેવલો—

જો જો લોકો આવા આશક નાદાન
પરનારીના પ્રેમે કરડાવ્યો કાન
કપાવ્યું નાક બનીને હેવાન
બગની સમાન ધરીને ધ્યાન પરનારી મોહબ્બતથી
થાશો હેરાન

કીધા જુવાનીમાં ખોટા ખ્યાલ
હાથે કરી મેતો ભવ બાળ્યો
બીજાનો પ્યાર અંતે ખુવાર કાંટાનું બીછાનું જોડાનો માર

યોગેશ્વરી— ૨૭

કરોના રોશ અય રાજન એ નાદાન નારી છે
ન કર રૂદન બહેન જીન્દન જો ઉઘડી આંખ તારી છે
આ અવનીમાં અધમ જનોની અંતમાં થાયે
આવી ગતી પાપીનો પ્રલય થાયે અંત ધર્મો જય થાયે
રોશના રાજન

# સમાપ્ત.



આ ગાયનની ચોપડી સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમાં
આવેલા શ્રી " અંબિકા વિજય " પ્રાં. પ્રેસમા
હરગોવનદાસ હરકીશનદાસે છાપી.

